# સ્વ૦ ચુનીલાલ શાહ

ના

# સ્મરણો.

# સ્વ૦ ચુનીલાલ ઘેલાભાઈ શાહ

ના

# સ્મરણો.

પ્રકાશકઃ—

જેકીશનદાસ ત્રીજભુખણદાસ વેપારી.

રીટાયર્ડ હેડ એકાઉંટંટ

પ્રથમ આવૃત્તિ. સને ૧૯૨૭.

સુરત, હરીશ્ર મંઝીલમાં આવેલા "ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસમાં
ઉત્તમરામ ઉમેદરામ રેશનવાલાએ છાપ્યું.

સુરત.

મુલ્ય ૪ આના.



**સ્વ૦ ચુનીલાલ ઘેલાભાઇ શાહ.**

( જન્મ ઇ. સ. ૧૮૬૬. )　　　　( મૃત્યુ ઇ. સ. ૧૯૧૮. )

# પ્રસ્તાવના.



હમારી પોરવાડ ન્યાતની હિતેચ્છુ સભાના રજત મહોત્સવ પ્રસંગે સને ૧૯૨૦ના ડિસેમ્બરમાં તેના બે મુખ્ય કાર્યકર્તાઓ તરફથી સદ્ગત ચુનીલાલ શાહ તથા જેકીસનદાસ અઠ્ઠાવાળા સાથેના મ્હારા દીર્ઘ પરિચયને લીધે તેમના અતિ સંક્ષિપ્ત જીવનચરિત લખવાનું મ્હને સોંપવામા આવેલું. જે "પોરવાડ" પુસ્તક પ્રસિદ્ધ કરવા ઠર્યું હતું તે બીજેજ મહિને ઉત્સવ પ્રસંગે વહેંચવાનો વિચાર હોવાથી સમય પણ ઘણો ઓછો આપવામાં આવેલો. મ્હારી લઘુતાનું પુરૂં ભાન, સમય સંકોચ, સદ્ગત શાહની નોંધ પોથીની દુર્લભતા. મ્હને સોંપાયલા કાર્યમાં આવી મુશ્કેલીઓ હતી. છતાં એક જ્ઞાતિ સેવક તરીકે હું ના પાડી શકેલો નહિ. અને નિમેલા સમયમાં બેઉ જીવનચરિતો રૂપરેખા જેવાં યથામતિ લખી મોકલેલાં. સદ્ભાગ્યે "પોરવાડ"ની પ્રસિદ્ધિ બહુ લંબાઈ. અને કાર્યકર્તાઓને સ્વ૦ શાહનું જીવનચરિત વધુ વિસ્તૃત અને આકર્ષક કરવાની ઇચ્છા થઈ. અને એ કાર્ય કરવાની યોગ્યતાવાળા સહૃદયી સ્વ. મી૦ મંગળદાસ ઈ૦ મહેતાએ તે કર્યું, આ જીવનચરિત એક જ્ઞાતિ જેવા સમાજના એક બિંદુને માટે યોજાયલું એટલે સમાજ તેનાથી અપરિચિત રહે. એટલે વધુ વિગતોવાળું અને વિદ્વત્તાથી ગુણદોષ તપાસનારૂં જીવનચરિત સમાજને આપવાની જરૂરીયાત હતી. આ કાર્યને માટે મ્હારામાં યોગ્યતા ન હોવાથી હું તે ન કરી શકયો. સદ્ગતના પ્રિય શિષ્ય રા૦ બ્રીજરત્નલાલ અક્કડે એ કામ ઉપાડી લીધું અને બે વર્ષ પર ગુજરાતની પ્રજા આગળ મુકયું. એ જીવનચરિતનો અગ્રલેખ સ્વ૦ શાહને આદર્શ શિક્ષક ગણનાર, તેમના સ્નેહી ઍડવોકેઈટ મી૦ ચુનીલાલ માણેકલાલ ગાંધીએ લખ્યો છે અને પુર્વાલાપ તેમના જમણા હાથ જેવા સહકાર્યકર્તા મી૦ ઈશ્વરલાલ પ્રાણલાલ ખાન

સાહેબે ( હાલના રાવ સાહેબ ) લખ્યો છે. આવા ત્રણ વિદ્વાનોથી થયલી કૃતિ સફળજ નીવડે એ સ્વાભાવિક છે. છતાં મ્હને એમ લાગ્યા કરતું કે એમના જીવનની અનેક વિધ પ્રવૃત્તિઓની ઝીણી વિગતો સાદા રૂપમાં જન સમુહ આગળ મુકવામાં આવે તો એક સામાન્ય મનુષ્યનું સામાન્ય જીવન જનતાને વિશેષ બોધપ્રદ થઈ પડે. સાદા જીવનમાંથી પણ ઘણું શીખવાનું મળે છે. સ્વ૦ ચુનીલાલ શાહ કાંઈ દેવ કે સાધુ સંત નહોતા. એક સામાન્ય મનુષ્ય હતા. એટલે માનુષી દુર્બળતા રહિત નહોતા. એઓ જેવા મ્હને જણાયલા તેવા ચિતરવાને તેમનાં સ્મરણોનું સાધન મ્હેં શોધ્યું. તેમના લાંબા સહવાસને લીધે તે મ્હને સુલભ હતું. એ નમ્ર કાર્ય મ્હેં કર્યું છે. અને સદ્‌ગતે મ્હારા જીવનમાં કરેલા અનેક ઉપકારોનું અતિ અલ્પ ઋણ ફેડયું એવું ખરૂં ખોટું માનસિક સમાધાન કરી લીધું છે.

આ સ્મરણો રા૦ અક્કડે લખેલા જીવન ચરિતની પૂર્તિ રૂપેજ છે. જીવન ચરિતમાં વર્ણવેલી બાબતો પૈકી કોઈ કોઈનો ઉલ્લેખ સ્મરણોમાં થયો છે. જે હેતુથી મ્હેં આ સ્મરણો લખ્યાં છે તે જોતાં એ અનિવાર્ય હતું. મ્હેં જે જે બાબતો રજુ કરી છે તેના પર કશો પણ ઢોળ ચહડાવ્યા વિના બની તેવી મુકી છે. કેટલાકને એમ પણ લાગે કે કેટલુંક ન લખવાનું મ્હેં લખેલું છે. મ્હારી નમ્ર સમજ પ્રમાણે ચરિતના નાયકના સંબંધમાં જે જે બન્યું હોય તે બધુંજ જણાવ્યાથી તેની પ્રતિભા ખરા રૂપમાં ઝળકી ઉઠે છે. સંભાળવાનું એટલુંજ કે કોઈ વ્યકિતને ગેરઈન્સાફ ન થાય. અને તેની નાલેશી ન થાય. એ હેતુ સાચવવામાં મ્હેં ખુબ કાળજી રાખી છે. અને કેટલાક અંગત્યનો પ્રકાશ પાડનાર સ્મરણો આપ્યાં નથી. કોઈને ચડાવવાનો કે ઉતારી પાડવાનો પણ હેતુ નથી. માત્ર સ્વ૦ શાહના ગુણો

વિવિધ પરિસ્થિતિમાં કેવા રહ્યા હતા તે દર્શાવવાનોજ હેતુ છે. છતાં કોઈને કાંઈ પણ માઠું લાગે તો તેમની ક્ષમા યાચું છું.

સ્મરણોનો લેખક સ્મરણોની સાથે ખુબ ગુંચવાઈ જાય છે. એટલે મ્હારી જાત વિષે કથન જ્યાં ત્યાં થયલું છે. આમાં મ્હારી ખ્યાતિ કે મ્હોટાઈને જરાયે અવકાશ નથી. હું નથી વિદ્વાન, સાક્ષર કે વક્તા; નથી શ્રીમાન કે રાજમાન્ય. મ્હારા જેવો સામાન્ય મનુષ્ય ખ્યાતિનો કે મ્હોટાઈનો ખ્યાલ રાખે તો હાંસિને પાત્ર થાય. મ્હારા જેવી લઘુતાઓથી ભરેલી વ્યક્તિ પર સ્વ૦ શાહનો સ્નેહ ઢોળાયો એ તેમના સ્નેહાળપણાનું અને ઉદાર ચિત્તનું જ્વલંત દર્શન છે એટલુંજ. સાહિત્યમાં ચંચુ પ્રવેશજ કર્યો છે એવો હું લેખક તરીકે ગણાવાનો લોભ રાખતો નથી. જેવો હું સામાન્ય મનુષ્ય તેવુંજ મ્હારૂં લખાણ પણ જણાશે. સુજ્ઞ વાંચકો તેના દોષો તરફ અમી દૃષ્ટિ રાખશે એવી વિનંતિ છે.

એક સાદું અને સરળ જીવન ઉચ્ચતમ ગુણોથી પ્રેરાઈ કેવું સાર્થક નીવડે છે અને સ્વાર્પણથી કેટલી સમાજ સેવા કરી શકે છે તેનું દર્શન તેમના જીવન ચરિત તથા આ સાદા સ્મરણોથી થઈ એવા પુનિત અને ઉપયોગી જીવનનું અનુકરણ કરવાની ઇચ્છા કોઇને પણ સ્ફુરી ઉઠે એજ અભિલાષા. સાર્વજનિક કોલેજમાં મુકાયલું તેમનું બાવલું તથા નગીનચંદ હોલમાં તેમની મુકાયલી છબી પણ આદર્શકલ્પ જીવનની સ્મૃતિ તાજી રાખશે અને કંઈ કંઈ મનુષ્યોને શુભ પ્રેરણા કરશે એજ આશા.

જે૦ બ્રિ૦ વેપારી.



# સહાધ્યાયીઓમાં



સ્વ૦ ચુનીભાઈ સાથે મ્હારો પ્રથમ પ્રસંગ શાહપોરમાં એમના મિત્ર મગનભાઈને ત્યાં. એઓ તે વખતે મેટ્રીકયુલેશન કલાસમાં હતા. મ્હારૂં વય ૧૦-૧૧ વર્ષનું હશે. મગનભાઈને ઘેર; ચુનીભાઈ, જેકીસનભાઈ અઠ્ઠાવાળા તથા મારા વડીલ બંધુ બ્રીજમોહનદાસ એ બધા સાથે અભ્યાસ કરવાને મળતા. કવચિત રા૦ બા૦ દો૦ પંડીત પણ આવતા. એ સમયે વડીલબંધુના મિત્રમંડળમાં વડીલ બંધુની સાથે જવાની કુટેવ મ્હને પડેલી. હું જ્યારે જ્યારે ત્યાં .જતો ત્યારે અભ્યાસને બદલે ધિંગામસ્તી મ્હારા જોવામાં આવતી. મગનભાઈ કસરતબાજ અને અઠ્ઠાવાળા બહુ નક્કર. એ બે વચ્ચે કુસ્તીઓ થાય. બ્રીજમોહનભાઈમાં રામ ઓછા એટલે તેઓ છેડ આંગળી કરે ને હેરાન થાય. ચુનીભાઈ દૃષ્ટા રૂપે જોયાજ કરે. પાના સોગટાની રમતો પણ કવચિત રમાય. રાત્રે ગરબા જોવા પણ મંડળી નીકળી પડે. આ બધા પ્રસંગોમાં ઠઠ્ઠા મશ્કરી બહુ થતી. ચુનીભાઈનો સ્વભાવજ કાંઈ એવો હતો કે તેમનાથી ખોટું કે હલકું થઈ શકેજ નહિ. એટલુંજ નહિ પણ એવી વર્તણુક જોઈને તે ખીજવાઈ પણ ઉઠતા. જેમ તેઓ વધુ ચીઢાય તેમ મિત્રો તેમને વધુ ચીડવે.

આવા પ્રસંગ મિત્રવર્ગમાં સામાન્ય હોય છે પરંતુ જે સામાન્ય હોય છે તેમાંથીજ ખરી તુલના કરવાનું મળી આવે છે. મિત્રોના અને તેમના સ્વભાવ વચ્ચે મહદ્અંતર હતું. તે જેટલા અભ્યાસમાં મહેનતુ, ઠરેલ અને ડાહ્યા હતા તેટલાજ સહાધ્યાયીઓ આળસુ તોફાની અને ઠઠ્ઠાખોર હતા. આમ છતાં પણ તેમણે તે મિત્રોનો સહવાસ છોડેલો નહિ તેમજ કમી પણ કરેલો નહિ. તેમની સાથેની મૈત્રી આજીવન હતી. આનું કારણ એ છે

કે સંગતિપ્રેમ એમનામાં છલોછલ ઉભરાઈ જાય એટલો ભરેલો હતો. એમની પ્રકૃતિ કાંઈ એવી હતી કે એકવાર મૈત્રી થઈ કે સહવાસ જોડાયો કે તે આમરણ ટકી રહે. દરેક વ્યકિતમાં કાંઈને કાંઈ થોડી કે વધારે વિશિષ્ટતા હોયજ. એમના નિકટ સમાગમમાં આવેલા મનુષ્યો ઘણા હતા. તે દરેકની જુદી જુદી પ્રકૃતિ સ્નેહ બળે તેઓ ચલાવી લેતા. કોઈના પણ રંગે રંગાયા હોય એવું મ્હારા જાણ્યામાં નથી. તેમની મનુષ્ય પરીક્ષા સચોટ હતી. એટલે સંબંધીઓના ગુણ દોષથી તેઓ પૂરા જાણકાર હતા. છતાં ખાનગી વાતચિત સિવાય કોઈના દોષ તેઓ મ્હોડે લાવતા નહિ. અને દૃષ્ટિ સમક્ષ ગુણોજ રાખતા. એમના લંગોટીયા ગોઠિયા એમના મહોલ્લાના મી૦ જમીયેતરામ કુબેરરામ (પમાસ્તર). ઘણુંકરીને બ્રીજમોહનભાઇ પણ એજ કોટીના. બેઉની સાથેનો એમનો સંબંધ છેવટ સુધી સગા ભાઈ જેવો હતો. બ્રીજમોહનભાઈની મારફત અઠાવાળા તથા મગનભાઈનો સંબંધ થયલો. અઠાવાળા મારફત રા૦ બા૦ પંડીતના તથા ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસવાળા સ્વ૦ હોરમસજીના સંબંધમાં આવેલા. સ્વ૦ ડાહ્યાભાઈ પ્રાણજીવનદાસ બારડોલીવાળા સાથે તેમને જુનો સ્નેહ હતો. આ સિવાય ઘણા ગૃહસ્થો સાથે તેમને સ્નેહ સંબંધ થયલો. તે પૈકી કેટલાક વિષે હું અજ્ઞાત છું અને બીજા વિષે અન્ય પ્રસંગે ઉલ્લેખ કરીશ. મિત્રમંડળમાં વ્યથા કાળ વ્યતીત થતો છતાં તેમનું શિષ્યજીવન પ્રશંસનીય ગણાયું છે. એટલે એવું થતું કે મિત્રમંડળની મોજની ખાતર સ્વગ્રહે તેમને વધુ અભ્યાસ કરવો પડતો. તે વખતે શિષ્ય તરીકે હોશીયારીની ખ્યાતિ તેમની અને અઠાવાળાની સરખી હતી. એકને મહેનતથી મળતી. બીજાને અનાયાસે મળતી.

બીજો પ્રસંગ—ચુનીભાઈ વડોદરા કોલેજમાં (P. E) પ્રીવીયસનો અભ્યાસ કરતા. અઠાવાળા પણ એજ અભ્યાસમાં હતા. શહેરમાં ઘર ભાડે કરીને સાથેજ રહેતા. અઠાવાળાના પ્રથમ

પત્નિ તેમની સગવડો સંભાળવા સાથે હતા. અઠ્ઠાવાળા દંપતીના આગ્રહને માન આપીને મ્હારા બંધુએ મ્હને વડોદરૂં જોવા મોકલેલો. મ્હારી ઉમર આસરે ૧૩ વર્ષની. ચાલીસ વર્ષ થઈ ગયા પછી પણ જે સ્મરણો ખડાં થાય છે તે સ્પષ્ટ લાગે છે. મ્હેં એવું જોયું કે ચુનીભાઈ અઠ્ઠાવાળાને વડીલ બંધુ જેવા ગણતા. અને તેમના પત્નિ જે ગ્રામ્ય સંસ્કૃતિથી પુર્ણ, સાદા હેતવાળા હતા તેમની સાથે નિખાલસ સ્નેહથી હળી ગયા હતા. ત્રણે જણાએ તે વખતે મ્હારાપર એક નાનાભાઈ જેવું હેત ઢોળેલું. અઠ્ઠાવાળાના પત્નિ જરા ટીખળી પણ હોવાથી મ્હને બહુ બનાવે તથા ખીજવે અને બધા હસે એટલે હું ત્યાં ત્રણેક દિવસ રહ્યો ત્યાંસુધી ઘર કરતાં પણ વિશેષ આનંદ મ્હને મળેલો.

અઠ્ઠાવાળા સાથે નિકટ સંબંધ ચુનીભાઈને આ અરસામાં થયલો. વખત જતાં તેમાંથી અઠ્ઠાવાળા તરફ પુજ્યબુદ્ધિ પણ થયલી. વડોદરા કોલેજમાં પ્રો૦ તાપીદાસકાકાના બેઉ માનીતા શિષ્ય હતા. ચુનીભાઈએ પ્રો૦ ગજ્જરનો સ્નેહ ત્યાંજ આકર્ષેલો. વિઠ્ઠલભાઈ તથા છોટુભાઈ (ગુલાબદાસ) તોલાટનો સમાગમ ત્યાં થયલો. બેઉ ભાઈઓ બુદ્ધિશાળી. પરંતુ બેઉની પ્રકૃતિ તદન જુદી. એક સકળ ગુણસંપન્ન એવા ઉસ્તાદ અને બીજા નમ્ર, સીધા, સરળ અને હેતાળ. બે ભાઈઓના સ્વભાવની આવી વિચિત્રતા હોવા છતાં ચુનીભાઈ એ બેઉ ભાઈઓ સાથે હળેલા. બેઉને માટે પોતાના અંતરમાં સરખું માન તો ન હોય અને નહોતું. પરંતુ મિત્ર તરીકે બેઉને સરખા ગણેલા.



# સ્કુલ સંબંધી.



સુરત ઇંગ્લીશ સ્કુલની સ્થાપના થયા પછીનો પ્રસંગ. ઘણું કરીને સને ૧૮૮૯ના પાછલા ભાગમાં સ્કુલ પાણીની ભીંત આગળ ચીનીવાળાના મકાનમાં હતી. હું તે વખતે સુરતમાં હતો. અને અસલની રીત મુજબ અઠ્ઠાવાળા સાથેજ ફરતો. સ્કુલમાં એક શિક્ષકની જરૂર હશે એટલે અઠ્ઠાવાળાએ મ્હને શિક્ષકનું કામ સોંપ્યું. એ કામ આશરે પંદર દિવસ કર્યું હશે. એ અરસામાં મ્હેં જોયું કે સ્કુલ સંબંધી બહારની વ્યવસ્થા અઠ્ઠાવાળાએ ઉંચકી લીધી હતી અને આંતરિક વ્યવસ્થા ચુનીભાઈને શીર હતી. જો કે દરેક બાબતમાં અઠ્ઠાવાળાની સલાહ તો લેવાતી. અઠ્ઠાવાળા અનિયમિત અને મોજીલા અને ચુનીભાઈ ગંભીર નિયામક વૃત્તિ-વાળા. તે વખતે ચુનીભાઈ શારીરિક શિક્ષા બહુ કરતા. એજ અરસામાં નિશાળના વાર્ષિક મેળાવડાનો પ્રસંગ આવેલો. એક રજાને દિવસે મિત્રમંડળ પ્રાથમિક તૈયારીઓને માટે મળેલું. હમેશાની મંડળીમાં ત્રણ તોલાટ બંધુઓ તથા હું ભળ્યા હતા. વિઠ્ઠલભાઈ તોલાટે બુટ્ટો ઉઠાવ્યો કે વાર્ષિક મેળાવડા પ્રસંગે આપણે વિજ્ઞાનના પ્રયોગો બતાવીએ. એમની સૂચના મંજુર થઈ. જુદા જુદા રસાયણો મેળવી જુદા જુદા રંગો બતાવવાનું ઠર્યું. વિઠ્ઠલભાઈની કલ્પનાને આટલાથી સંતોષ મળે એમ નહોતું. એમણે સૂચવ્યું કે આપણે અગ્નિના ચમકારા ઉડાવીયે. અખતરો કર્યો. એક રકાબીમાં ફોસફરસ મુકયું અને તેના પર સલફયુરીક એસીડ રેડયું. બળતું ચારે તરફ ઉડયું અને ઘણા દાઝી ઉઠયા. એ પ્રસંગે મ્હારા કાંડા પર એવી છાપ મારી છે કે તે કાંડાની સાથેજ જાય. રસાયણોની બાટલીવાળું કબાટ ઉઘાડુંજ હતું. એટલે આ નાદાનીનું કેવું ભયંકર પરીણામ આવતે અને ઢીંગલી સ્કુલનું શું

થતે તે આજે લખવાની જરૂર નથી. સાર્વજનિક કેળવણી સંસ્થા ફાલવા ફુલવાનું સર્જિત હશે તેથી તે વિઘ્ન ટળેલું. આ પ્રસંગ સામાન્ય રીતે હાસ્યમાં નીકળી ગયો છતાં ચુનીભાઈ બહુ ગંભીર બની ગયા હતા એ મ્હારા લક્ષમાં છે. વિઠ્ઠલભાઈ પર કોઈએ ગુસ્સો કરેલો નહિ તેમજ સ્નેહમાં સ્હેજ પણ ન્યુનતા ત્યાર પછી આવેલી નહિ. મેળાવડો ફતેહમંદ થયલો અને પ્રમુખ તરીકે તે વખતના કલેકટરે પ્રશંસા પણ સારી કરેલી. સરકાર પાસે માન્યતા મેળવવાને કલેકટરે સુચવેલા ફેરફાર અઠ્ઠાવાળા તથા શાહે કેમ ન કર્યા તે બીના જાણીતી થઈ ગઈ છે.

ધી સુરત ઇંગ્લીશ સ્કુલને જે ટેકો મળેલો તે અઠ્ઠાવાળાની લાગવગને આભારી છે. એમના પાડોશી નરભેરામ મનસુખરામ કંટ્રાકટર મ્યુનીસીપલ કમીશનર હતા અને સુરતના કેળવાયલા વર્ગોમાં તેમને માટે બહુ માન હતું. ઘણા તેમને ત્યાં લગભગ રોજ એકઠા થતા. અને અઠ્ઠાવાળા ત્યાં હોયજ. એટલે અઠ્ઠાવાળા પર તેમની ઘણી સારી અસર થયલી. અને જ્યારે સ્કુલ કહાડવામાં આવી ત્યારે શિક્ષિત વર્ગોની સારી સ્હાય મળેલી. છેક છેવટ સુધી ચુનીભાઇના લક્ષમાં આ બીના હતી. અને તેથીજ જ્યારે જ્યારે હું કહેતો કે તમે નહોત તો જેકીસનભાઈથી સ્કુલની ચ્હડતી ન થાત. ત્યારે તેઓ કહેતા કે જે કાંઈ થઈ રહ્યું છે તે એમનીજ બુધ્ધિ અને લાગવગને આભારી છે. સ્કુલને તથા તેના ચાલકને જે જે સમયમાંથી પસાર થવું પડયું તે બધા સમયમાં ચુનીભાઈએ અઠ્ઠાવાળાનું નામ સ્મૃતિ પટ પર રાખેલું અને અઠ્ઠાવાળાની પાઘડીવાળી છબી ન હોવાથી પાઘડીવાળી છબી તૈયાર કરવાને ઘણી તજવીજો કરેલી અને આખરે તેવી છબી નિશાળમાં મુકી. આવી મનની મ્હોટાઈ મહાત્મામાંજ મળી આવે. અને એવી મ્હોટાઈનો આ સાક્ષાત પુરાવો છે. હું

તો હજુ પણ માનું છું કે શરૂઆતમાં પણ ચુનીભાઈની ખંત વિના લહેરી અઠ્ઠાવાળાથી સ્કુલ નિભાવી શકાતે નહિ. બેઉનું અભિમાન સ્કુલને માટે સરખું હતું. યથાશકિત સ્વાર્થત્યાગ બેઉએ સરખો કરેલો. સ્કુલને બેઉની જરૂર પણ હતી. છતાં ચુનીભાઈ અઠ્ઠાવાળાને વિશેષ ગણતા એ માત્ર એમના મનની મ્હોટાઈ.

સાર્વજનિક સ્કુલના હેડ માસ્તર તરીકે તેમને હેડ માસ્તર તથા શિક્ષક તરીકે હું કડક ગણતો અને એ બાબત વખતો વખત તેમને કહેતો પણ ખરો. આજ્ઞાધારકત્વ અને નિયામકપણા તરફ તેમનું ખાસ લક્ષ રહેતું. શિક્ષક હોય કે શિષ્ય હોય પણ એ બાબતમાં ગડબડ ચલાવી લેતા નહિ. મગરૂરી પણ તેમને સાલતી. એનેજ પરિણામે બે ત્રણ બાહોશ શિક્ષકોનો સ્કુલ સાથે સંબંધ તુટેલો. અને સ્કુલમાં ખટપટ થઈ કેટલાક શિક્ષકો શિષ્યોને લઈને સુરત યુનીયન સ્કુલ કહાડવા પ્રેરાયલા. ઘણા ખરા શિક્ષકો તેમના તરફના માનને લીધે આસમાની સુલતાનીમાં પણ સ્કુલને વળગી રહેલા. પોતે નિયમસર સ્કુલમાં હાજર થાય. હાજરી પત્રક એમની ટેબલ પર એટલે કોઈ શિક્ષકને મોડું થયું હોય તેને ટેબલ આગળ સહી કરવા જવું પડતું અને શરમાવું પડતું. ચુનીભાઈ રજા પાડવામાં ઉદાર નહોતા. એ બાબત તો મ્હેં એમને ઘણી વેળા કહેલું પણ મ્હારા જેવાનું એ માને એવા કયાં હતા? એ સંબંધમાં તેમણે એમ કહેલું કે શિક્ષકો રજાને માટે ઇન્તેજાર તો ખરા પણ મ્હને કહેતાં તેઓ ડરે છે. બહુ હિંમત કરે ત્યારે મી૦ ખાન સાહેબ પાસે કહેવડાવે. મી૦ ખાન સાહેબનું માન ચુનીભાઈ હમેશાં રાખતા. એમને તેઓ મહારાજા અને શેઠિયાનો ઇલકાબ પણ ખાનગી વાતચીતમાં આપતા પરંતુ એમની નીપૂણતા, ઉપયોગિતા

તથા સૌજન્યના મુક્તકંઠે વખાણ કરતા. હેડ માસ્તર તથા માસ્તરો વચ્ચેનો સંબંધ તદ્દન પ્રીતિમય હતો. એની પૂર્ણ પ્રતીતિ ઘરના ખાનગી સહવાસમાં થતી. ત્યાં સમોવડીયાની માફક મોકળે મને વાતચિત થતી. સ્કુલ સંબંધી વાતચિતમાં પણ સમાન દરજ્જાના સહકાર્યકર્તા હોય એવું હું જોતો. કોઈપણ શિક્ષકને અન્યાય ન થાય તેના તરફ એમનું ખાસ લક્ષ રહેતું. કોઈના મનમાં અન્યાય થયાની લાગણી થઈ હોય તોપણ એમને ઉદ્વેગ થતો. એક શિક્ષકના સંબંધમાં તો મારી ના છતાં આગ્રહથી એક રજાને દિવસે સ્કુલમાં મ્હને લઈ જઈ પુરવાર કરી આપેલું કે પોતે અન્યાય કર્યો નથી.

એમની મનુષ્ય સ્વભાવોની પરીક્ષા કરવાની શકિત ખૂબ ખિલેલી હતી. એઓ જ્યાં સુધી હેડ માસ્તર હતા ત્યાંસુધી શિક્ષક તરીકે કામ કરવાની સાથે જુદા જુદા વર્ગોની ઓચિંતી મુલાકાત પણ લગભગ રોજ લેતા. તે વખતે શિખતા ઘણાખરા વિદ્યાર્થીઓના નામ વગેરે હકીકત તથા તેમની પ્રકૃતિ વિષે તેમને ઘણું જ્ઞાન હતું તે જોઇને હું અજાયબ થતો. સ્કુલની ન્હાની મ્હોટી વિગતમાં તેઓ વધારે પડતું લક્ષ આપતા. સ્કુલ એકસર્સાઈઝના થોકડા તેમને ઘેર નિરંતર જોવામાં આવતા. પરીક્ષાઓ વેળા પણ ઘણા ખરા વર્ગો સંબંધી કોઇને કોઈ વિષયના જવાબ પત્રો જાતે તપાસે અને શિક્ષકોએ તપાસેલા પત્રકોપર નજર નાંખી જાય. એક રાત્રે હું એમને ઘેર રહેલો. પોતે ભૂમિતિના જવાબ પત્રકો તપાસતા હતા. મ્હને ઉંઘ ન આવેલી. એટલે હું સુતો સુતો એમનું કાર્ય જોયા કરતો. દરેક બુક તપાસતાં લગભગ અર્ધો કલાક જતો. મધરાત થઈ ગયેલી એટલે મ્હારાથી બોલાઈ ગયલું "ચુનીભાઈ, ત્હમે દરેક બુક તપાસતા આટલો બધો વખત લો છો ત્યારે એ કામ પુરૂં કયારે થઈ રહેશે ?" એમનો જવાબ "જોનીભાઈ, ભૂમિતિના પ્રશ્નો ઉકેલવાની એક રીત નથી એટલે

દરેકની રીત ખરી ખોટી જોવાને જીયોમેટ્રીના પેપરો આખા કાળજીથી જોવા જોઈએ. રાત આખી પડી છે. એ કામ પુરૂં કરીનેજ ઉઠીશ.” આ પ્રમાણે એમણે આખી રાત શ્રમ વેઠેલો. ઘણાક વિદ્યાર્થીઓને એમના તીવ્ર કટાક્ષ બહુ સાલતા. અને કેટલાક એમને માટે હલકું પણ બોલતાં. ચુનીભાઈ એ જાણતા પણ કહેતા કે એજ છોકરાઓ મ્હોટા થઈ ઠેકાણે પડશે ત્યારે મ્હને સંભારશે. ખરે એવુંજ બનતું. એમના ઘણા શિષ્યો જીવનકાર્યમાં પડયા પછી એમના તરફ બહુમાન અને પ્રેમ રાખતા. અને સ્કુલની ઉન્નતિના કાર્યમાં બનતી મદદ પણ કરતા. પ્રમોશનની બાબતમાં પણ એક ધોરણે વર્તતા અને તેમાં અપવાદ ચાલવા દેતા નહિ. તેમના પર લાગવગવાળી ભલામણો આવતી પણ કોઈનું તે માનતા નહિ. એમનો સિધ્ધાંત એવો હતો કે કોઈ છોકરો એક વિષયમાં વીશ પચીશ ટકા પણ માર્ક ન મેળવી શકે એવો કાચો હોય તો તે ઉપલા વર્ગમાં શું કરી શકે? એટલે એક વિષયની આવી કચાશ જોય તો પ્રમોશન ન આપે. અને બે ત્રણ વિષયોમાં થોડા માર્કથીજ નાપાસ કોઈ થયો હોય તો પાછલું રેકર્ડ જોઈને તેને ચ્હડાવે. આને લીધે ગેરસમજથી પક્ષપાતનું તહોમત તેમના પર પડતું અને ભોળાભણુ માતાઓ તેમની નિંદા પણ કરતી. પરંતુ ચુનીભાઈ કશાને ગણકારે એવા નહોતા. સ્કુલ સંબંધી જે જે નિયમો હતા તેમાંથી છુટ કોઇને નહિ આપતા. એક પ્રસંગે જ્યારે પોતે મેનેજર હતા અને મી૦ ખાન સાહેબ હેડમાસ્તર હતા ત્યારે એક પ્રતિષ્ઠિત ગૃહસ્થે અપવાદ કરાવવાને પોતાથી વપરાઈ એટલી લાગવગ વાપરેલી. છતાં ચુનીભાઈ મક્કમજ રહેલા. બીજા એક પ્રસંગે એક જુવાન ઉમંગી કાર્યકર્તાએ બીજા પ્રકારની છુટ માંગેલી. ચુનીભાઈએ ગણકાર્યું નહિ ત્યારે તેમણે કહ્યું સાહેબ, એ તો બધી જાહેર સંસ્થાઓમાં એમજ ચાલે. ચુનીભાઈએ એટલુંજ કહ્યું કે તે મ્હારે ત્યાં ન ચાલે. જ્યારે વિદ્વાન ગણાતા ગૃહસ્થો તેમના પર દબાણ કરતા ત્યારે

તેમને ઘણો કંટાળો આવતો. માફી આપવાના સંબંધમાં તેમણે મ્હને કહેલું કે બ્રાહ્મણ છોકરાઓને માટે મને ઘણી ભલામણો આવે છે અને વાણીયાઓને માટે ઓછી જો કે ઘણું ખરૂં વાણીયા કરતાં બ્રાહ્મણ પાસે પૈસા સારા હોય છે. તેમનો આવો અભિપ્રાય હોવાથી તેઓ તુલના બારીકાઈથી કરતા. જે છોકરા ઘણી ગરીબ સ્થિતિના હોય છતાં અભ્યાસ સારો ન હોય તેમને રૂલ મુજબ માફી ન મળી શકે ત્યારે એવા છોકરાઓની ફી પોતાના ખીસામાંથી આપતા અને તેના માબાપ કે વાલી એમજ માનતા કે તે છોકરાઓને નિશાળમાં માફી મળે છે. સ્કુલને લગતા હીસાબ વગેરે દરેક બાબતની કાળજી પોતેજ રાખતા. અને તેની ખાતર રજાના દિવસમાં તેમને સ્કુલમાં જવું પડતું. એક વેળા મેં તેમને કહેલું કે સ્કુલને લગતી ચીજો ગોઠવવી, લીસ્ટ કરવાં વગેરે કામ શિક્ષકોને સોંપી દોતો શું ? તેમણે કહ્યું કે એ બિચારા કરવાને ના પાડતા નથી. પણ પાછલું બધું મારે હાથે થયલું એટલે તેમને મારા વિના સમજ ન પડે. હિસાબના સંબંધમાં પણ કેટલુંક જણાવવા જેવું ન હોય. અને તેજ કારણથી તેમનાથી બન્યું ત્યાં સુધી પગારદાર કલાર્ક ન રાખતાં ઘણું ખરૂં જાતેજ કરતા. મી૦ ધીરજલાલ કોમોડોરની ઘણી મદદ લેતા અને કેટલુંક મી૦ બ્રીજરત્નલાલ અક્કડ પાસે પણ કરાવતા.

યુનીયન સ્કુલ નીકળી ત્યારે એમને માઠું તો લાગેલું પરંતુ મને એમ પણ કહેલું કે શહેરમાં એક વધુ સ્કુલની જરૂર હતી. એ સંબંધમાં તેમણે અણછાજતું કાર્ય કરેલું મારી જાણમાં નથી.

સ્કુલના ઈન્સ્પેકશન વેળા ઈન્સ્પેકટર કાંઈને કાંઈ ભૂલો બતાવે અને બખડાવે. તેથી તેમનું મન ખિન્ન થતું. પરંતુ એમ મન વાળતા કે એ તો તેમનું કામજ છે. જે ભૂલો તેમને

ખરી લાગતી તેના સંબંધમાં તેમના વખાણ કરવા પણ ચુકતા નહિ.

સ્કુલના વાર્ષિક સમારંભો વેળા તેઓ ઘણા ઉત્સાહમાં આવી જતા અને ગજા ઉપરાંત કામ કરતા. એક વેળા મેં તેમને પુછેલું કે એવા સમારંભ વેળા કલેકટર, કમીશનર કે એવા કોઈ બડા અમલદારને પ્રમુખ તરીકે કેમ બોલાવતા નથી? ત્યારે તેમણે કહેલું કે તેનું કારણ એવું છે કે જાહેર ખ્યાતિ પામેલા વિદ્વાનોને બોલાવીયે તો કેળવણી સંબંધી મહાન પ્રશ્નો પર તેઓ મનનીય વિચારો દર્શાવે. તું કહે છે એવા અમલદારોથી તે ન થાય.

સાર્વજનિક સોસાયટીની સ્થાપના રા૦ ભાઈ બ્રીજરત્નલાલ અક્કડે શાહનું જીવન ચરિત લખ્યું છે તેમાં આ બાબત વીગતવાર આપેલી છે. સોસાયટી સ્થાપવામાં તેમનો અંગત સ્વાર્થ નહોતો. ઉલટું પૂર્ણ સ્વાર્થ ત્યાગ ઉચ્ચ આશયોથી પ્રેરાઈ કર્યો હતો. આમ હોવા છતાં પણ તે સંબંધી પ્રાથમિક મીટીંગમાં હાજર થવાને પણ ઉત્સુકતા લોકોમાં જણાતી નહોતી. ચુનીભાઈએ આવી એક મીટીંગમાં હાજર થવા મ્હને કહેલું. મ્હેં કહયું કે એમાં મ્હારૂં શું કામ છે? નકકી થયા પ્રમાણે સૌ થશેજ. એમણે જણાવેલું કે સભામાં કાંઈ સારી હાજરી તો જોઇયે કે નહિ? તેથીજ મ્હેં તને કહયું. તે મીટીંગમાં ગયલો અને ખરેજ હાજરી ઓછી હતી. વધુ ટીકાની કાંઈ જરૂર છે?

સોસાયટીની સ્થાપના દરમ્યાન એક વેળા મ્હેં એમને એવી સુચના કરેલી કે તમે હજારો રૂપીયાનો માલ સોસાયટીને સોંપી દોછો અને માલીક મટી સેવક થાઓ છો એ ઠીક છે. પણ ગુડવીલ તરીકે પણ કાંઈ નહિ લો? એમણે જણાવેલું કે એ તો બદિ બનેજ નહિ. હું કશા પણ બદલાની આશા રાખી શકું

નહિ. આ શરૂઆતની વાત. પાછળથી સોસાયટી તરફના વીમાના વારસ સોસાયટીનેજ કર્યાનું તેમના જીવન ચરિત પરથી જણાય છે. મેનેજર તરીકે સ્કુલ સોસાયટી હસ્તક સોંપાયા પછી મી૰ ખાન સાહેબ હેડમાસ્તર થયા અને પોતે મેનેજર તરીકે કામ કરતા છતાં પ્રથમની માફક શિખવવાનું તો ચાલુજ રાખેલું અને સ્કુલ પર દેખરેખ પણ રાખેલી. હિસાબી કામ હવે ઝપાટાબંધ વધતું. તે રા૰ ધીરજલાલ કોમોડોરની મદદથી પોતેજ કરતા. મકાન ફંડ ઉઘરાવવાને શહેરમાં આથડતા અને વારંવાર તેમને મુંબાઈ જવું પડતું. પ્રકૃતિ નરમ હોય તો પણ મુંબાઈ જતા. ધીમે ધીમે એક પછી બીજી જાતનું એમ ફંડો ઉઘરાવવાનું ચાલુજ રહેલું. એ સંબંધમાં ઘણા સ્નેહીઓ તેમને ઉત્સાહથી મદદ કરતા પરંતુ શેઠ ત્રીભોવનદાસ માળવી પોતે તથા તેમનું સ્નેહી મંડળ અતિશય સહાય આપતા. માળવી શેઠ જ્યાં ત્યાં ચુનીભાઈને સાથે રાખતા. આ હકીકત ચુનીભાઈના કહેવાથીજ મ્હેં જાણેલી. શહેરમાં ફંડ ઉઘરાવવાને પરાઓના દૂરદૂરના લત્તાઓમાં તેમને વારંવાર જવું પડતું એટલે ઘણી વેળા ભાડાની ગાડી કરીને જતા. સોસાયટીના એક સભ્યને આ ખર્ચ ભારે લાગેલું અને તેમણે મીટીંગમાં જણાવેલું કે આપણા પૈકી કેટલાકને ત્યાં ગાડી ઘોડા છે. તેનો ઉપયોગ તેઓ કરે તો આ ખર્ચ ન થાય. ચુનીભાઈનો સ્વભાવ એવો હતો કે પોતાના ખાનગી કામકાજમાં પણ ગાડી કે બીજી કોઈ પણ જાતની મદદ તે કદી માંગતા નહિ એટલે આવી સુચનાથી તેમને ઘણું માઠું લાગેલું. એ રીત તેઓ પસંદ કરે એ અશકય હતું. માળવી શેઠ ચુનીભાઈના સમાગમમાં આવેલા ત્યારથીજ તે શેઠને તેમને માટે અનન્ય માન અને લાગણી ઉત્પન્ન થયલાં અને તેને અનુરૂપ સહાય પણ તેઓ આપતા. સ્કુલ સોસાયટીને સોંપાઈ તે પહેલાં તે ટગમગુ ચલાવી શકાઇ તેનું માન એ શેઠનેજ છે. ત્યાર પછી પણ વધુને વધુ સંહાયુ તેમણે કર્યા કરી છે. રાવ બહાદુર ખંડુભાઈ જેટલા અનુભવી અને

કુશળ હતા તેટલાજ તેઓ ખંતીલા ઉત્સાહી અને ચોકખા અંતઃકરણવાળા હતા. આવા એક પાકટ બુધ્ધિવાળા ગૃહસ્થે પોતાનુંજ કામ ગણી સોસાયટીનું મકાનો વગેરેનું કામકાજ ઉપાડી લીધેલું. એઓ જરા ભડભડીયા અને ઉતાવળીયા સ્વભાવના હતા એટલે ચુનીભાઈને કોઈ કોઈ વેળા તેમના બોલ સાંભળવા પડે. ચુનીભાઈ તેની કદર તો કરતા પણ વખતે તેમને માઠું પણ લાગતું. એ સંબંધમાં એક વેળા તેમણે એમ કહેલું કે એ સ્થિતિમાં હું મ્હારે જાતે મુકાયો છું એટલે હવે તેનો સંતાપ શા માટે કરવો? ખંડુભાઈ હંમેશાં નિમેલે વખતે હાજર થાય એટલે ચુનીભાઈ એમની સાથેના કાર્યમાં નિમેલા વખતને માટે ખાસ કાળજી રાખતા. ખંડુભાઈ જે સલાહ આપે તે પ્રથમતો કબુલ કરવી પડે. પરંતુ પાછળથી તે બાબત ચુનીભાઈ તેમને વિશેષ સમજાવે એટલે ખંડુભાઈ તરત ફેરફાર કરે. ખંડુભાઈએ સોસાયટીની ઘણી સેવા કરેલી અને તેને ઘણો લાભ થાય એવી રીતે મકાનો બંધાવી આપેલાં. તેમજ ખરા સ્વભાવના હતા તેથી ચુનીભાઈ એક વડીલ તરીકે તેમને માન આપતા. સોસાયટીને પોતાનીજ સંસ્થા ગણીને પ્રથમથી તે આજ સુધી અવિરત મન ઘાલનાર બીજા ગ્રહસ્થ મી૦ ચુનીલાલ ગાંધી છે. કોણ જાણે કેમ, ચુનીલાલ માસ્તર પર તેમનો પ્રેમ કાંઈ વિચિત્ર હતો અને માસ્તરની વાતો એમને ગળે ઉતરી જતી. તેમણે પણ પોતાના માનીતા માસ્તરને સહાય કરવામાં બાકી રાખ્યું નથી. બીજા કોઈ સભ્યોની મદદ નહિ હોય એમ હું કહેતો નથી. પણ ખંડુભાઈ તથા મી૦ ગાંધીની જોડીની ચુનીભાઈને સૌથી વિશેષ મદદ હતી. અને સોસાયટી પણ એ જોડીની અને માળવી શેઠની ઋણી છે.

સોસાયટીનાં કાર્યો દિને દિને વધતાંજ ગયલાં અને માળવી શેઠ જેવા એમના તરફ લાગણીવાળા ગ્રહસ્થોનો આગ્રહ છતાં મુદતી રજાઓ પ્રસંગે ઘણી વેળા સોસાયટીના કામની ખાતર

તેઓ બહાર હવા ફેર કરવા જઈ શકતા નહિ. મૂળમાં શરીર પ્રકૃતિ નરમ, અને રોજનું સામાન્ય રીતે સોળ કલાકનું કામ' એટલે હવાફેરની અને આરામની પૂરી આવશ્યકતા હતી. પણ તેઓ તે ગણકારતા નહી. હાઈસ્કુલનું મકાન બંધાઈ રહ્યા પછી મ્હેં એમને કહેલું કે હવે તમને કાંઈક વધારે રાહત મળશે. ત્યારે એમણે કહ્યું કે "કામતો હવેજ વધતું જવાનું. એક કામ થયું કે બીજું ઉપાડવાનું. એતો ચાલ્યાજ કરવાનું.

વોલંટીયરો નીમાયા અને તેમની બોર્ડની સ્થાપના થઈ. ત્યારપછી સોસાયટીની મેનેજીંગ કમીટી અને વોલંટીયરોની બોર્ડ આગળ ઘણી બાબતો રજુ થતી. કેટલીક વેળા ચુનીભાઈએ પોતે વિચાર કરીને જે નકકી કર્યું હોય તેમાં વિક્ષેપ આવવાના પ્રસંગો પાછળથી વધવા માંડેલા. તેમના જેવા રૂલ વગેરે ન સમજે એમ નહોતું. પરંતુ પોતાનું ધાર્યું ન થતું તેથી સંતાપ પામતા. એ સંબંધમાં તેમણે એક વેળા મ્હને એમ કહેલું કે બીનઅનુભવી છોકરાઓને હક મળ્યો એટલે હું જે વિચાર કરી કરીને મુકું છું તેના પર ખોટી તકરારો કર્યા કરે છે. તેમના જેવા વગર વિચાર્યું તો આમ બોલે નહિ. પણ મ્હને એમ લાગે છે કે ગમે તેવા સમજુ માણસ હોય તેની એક હથ્થુ સત્તામાં વિક્ષેપ આવે ત્યારે સ્વાભાવિક રીતે તેને માઠું લાગે. કોલેજની સ્થાપના થયા પછી મતભેદો ઘણા વધી પડેલા અને ચુનીભાઈનો સંતાપ બહારથી પણ જણાય એટલો વધી ગયો હતો. તેમના અવસાનના ત્રણ દિવસ આગમચ એમણે એ સંબંધી વાતચીત મારી સાથે એક કલાક ઉપરાંત કરેલી. તેમાં એટલે સુધી જણાવેલું કે હું સુરત છોડીને કયાં ચાલ્યો જાઉં ? છતાં હું જ્યાં પણ જઈશ, વઢવાણ જાઉં કે ડુમસ જાઉં, પણ મારા મનમાં શાંતિ થવાની નથી. કથળી ગયલી પ્રકૃતિ વધારે બગડી. શરીરમાં જ્વર આવ્યો અને ચાર્જ સોંપવા જઈ શકયા નહિ. છેલ્લા શબ્દો સોસાયટી માટેની કળકળના હતા.

# ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસ સાથેનો સંબંધ.



અઠ્ઠાવાળા પોતાના પાડોશી નરભેરામ મનસુખરામને ત્યાં પડયા પાથરા રહેતા. ગુજરાત સ્ટેન્ડર્ડ પ્રેસના માલીક અને મેનેજર તથા ગુજરાત દર્પણ ને પ્રજા પોકારના તંત્રી મરહુમ હોરમસજી જમસેદજી પણ નરભેરામના ખાસ સ્નેહી અને શહેરી બાબતોની ચર્ચામાં આગેવાનભર્યો ભાગ લેનારા એટલે નરભેરામને ઘેર વિદ્વાનો વગેરેના ભરાતા મંડળમાં હોરમસજી તો ખરાજ. અઠ્ઠાવાળા ને હોરમસજી લગભગ સમાન વયના હતા. એટલે બેઉ વચ્ચે ઘાડી પ્રીતિ થયલી. અઠ્ઠાવાળા ગુજરાત દર્પણના અંગ્રેજી લેખો પણ લખતા એટલે તેઓ રોજ સાંજનો વખત પ્રેસમાંજ ગાળતા. ચુનીલાલભાઈ પણ રોજ ત્યાં આવે અને પોતાના મિત્ર બ્રીજમોહનભાઈ સુરત હોય ત્યારે તેમને પણ સાથે લાવે. મ્હને તો અઠ્ઠાવાળા સાથે ફરવાની ટેવજ પડેલી એટલે ઘણું ખરૂં હું પણ તેમની સાથે ત્યાં જતો. શહેરના અનેક આગેવાનો ત્યાં આવતા. આજે પણ સુરતને સાચું વલણ આપનારા વિદ્વાન શેઠ મંચેરશા પાલણજી કેકોબાદ હોરમસજીભાઈના ખાસ સ્નેહી તેથી તેઓ પણ પ્રેસમાં આવે. તેમજ બીજા મિત્ર મી૦ ખસુખાં જેમણે હોરમસજીભાઈને તથા તેમના અવસાન પછી તેમના કુટુંબને સહાય કરવાને વર્ષો સુધી વર્તમાનપત્રો ચલાવવામાં ખુબ શ્રમ વેઠયો છે તેમની પણ હાજરી સરી. એ સિવાય બીજા પણ ઘણા મિત્રો તથા સ્નેહીઓ ત્યાં આવતા. એટલે પ્રેસમાં સ્હાંજે મ્હોટું મંડળ ભરાય. અને ત્યાં કંઈ કંઈ

ચર્ચા થાય. તડાકા ભડાકા અને કટાક્ષ પણ થાય. આવા આનંદજનક અને ઉન્નતિકારક વાતાવરણના તટસ્થ ભોકતા ચુનીભાઈ હતા. તેઓ વાદવિવાદ કે કટાક્ષોમાં બહુ થોડો ભાગ લે. પરંતુ તેમનામાં પણ ઉલટ અને આનંદ ઉભરાતાં. વર્ષો સુધીના સતત સહવાસના યોગે ચુનીભાઈ તથા હોરમસજીભાઈ વચ્ચે ગાઢ મૈત્રી બાઝી. બેઉની પ્રકૃતિ ઘણી બાબતોમાં સાવ ભિન્ન હતી. છતાં બેઉ સહ્યદયી અને સ્નેહાળ હતા. બેઉ સેવા ભાવનાવાળા હતા. બેઉ દૃઢતાવાળા હતા. બેઉ કર્તવ્યના પૂરા ભાનવાળા હતા. એક બીજાને તેમણે ઓળખ્યા અને તેઓ આજીવન પરસ્પર સહાયક રહ્યા. અલ્લાવાળાના અવસાન પછી કેટલેક વર્ષે ચુનીભાઈએ પોતાના મિત્રને વર્તમાન પત્રના કાર્યમાં મદદ કરવા માંડેલી. આ મદદ ઘણું ખરૂં શ્રમયુકત હતી. અંગ્રેજી લખાણોના ભાષાંતરે કરવાં, અંગ્રેજી પ્રુફો તપાસવાં, પુસ્તકો વાંચી અવલોકન લખવાં. પોતાને સ્કુલનો વ્યવસાય જ્યારે ઘણો વધ્યો ત્યારે કવચિત એવું કાંઈ કામ તેઓ મ્હને સોંપતા. હોરમસજીભાઈની પ્રીતિ મ્હારા પર પણ સારી. એટલે મ્હને તો આનંદજ થતો. દૈવયોગે જ્યારે હોરમસજીભાઈ ક્ષયની માંદગીમાં સપડાયા ત્યારે ચુનીભાઈને શીર પ્રેસનું કામ વધ્યું. અને અવારનવાર પોતાના મિત્ર પાસે પણ તે જયા કરતા. તેમના અકાળ અવસાન પછી તો પ્રેસ તથા પેપરનો ઘણો ભાર ચુનીભાઈ પર પડયો. ભાર પડયો કહેવા કરતાં એ કાય તેમણે સ્વેચ્છાથી ઉઠાવી લીધું એમ કહેવું વધુ યોગ્ય છે. અલબત, મી૦ ખસુખાં તથા મરહુમની આફીસ સ્ટાફના મી૦ ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળા જેઓ હાલ માલીક તથા અધિપતિ તરીકે પ્રેસ તથા વર્તમાન પત્રો સારી રીતે ચલાવી રહ્યા છે તેઓ પણ ઘણી મદદ કરી રહ્યા હતા.

પ્રેસનો જુમ્મો સંભાળવો, નોકરોના રોજ ચુકવવા, પ્રેસ તથા પેપરોના હીસાબ રાખવા, પેપરો વખતસર પ્રસિદ્ધ થાય તેની તજવીજ રાખવી, પ્રુફો તપાસવાં, આવાં અનેક કાર્યો ઉંચકી લીધાં. પોતાની સ્કુલ તથા બીજી અનેક ઉપાધિઓની સાથે આ બોજો અસહ્ય હતો. છતાં મિત્ર તરીકેની ફરજથી પ્રેરાઈ તેઓ તે ખેંચ્યા જતા હતા. કેટલાક પારસી મિત્રોએ રૂ૦ ૫૦ ને પગારે એક નોકર નીમવાની સૂચના કરી પરંતુ ચુનીલાલભાઈને તે ગમી નહિ. તેના ત્રણ કારણ મ્હને તેમણે કહેલાં. એક એ કે મરહુમની મીલકતને ઘણું વેઠવું પડે, બીજું એ કે નવા નોકરથી જોઈએ તેવી લાગણીથી કામ થાય નહિ અને ત્રીજું એ કે મી૦ રેશમવાળા જેમને ઘણો અનુભવ હતો તેમણે ખરી લાગણીથી ઘણો ભાર ઉપાડી લીધો હતો. ત્યારપછી મ્હારે બહાર ફરવાનું થયલું હોવાથી એ કાર્ય તેમણે કયારે છોડયું તે મ્હને ચોકસ ખબર નથી. પણ હું ધારૂં છું કે મી૦ રેશમવાળાની તથા મી૦ ખસુખાંની મદદથી પોતાના અંત સુધી તેઓ તે કર્યાં કરતા હતા. દર શનિવારે તો મધ્યરાત્રિ સુધી તેઓ પ્રેસમાંજ રોકાઈ રહેતા. ચુનીલાલભાઈના સ્નેહાળપણાના આ વંદનીય સ્મરણો છે.



# કુટુંબી જનોમાં.



આ વિષયના સ્મરણો જાહેરમાં મુકવા એ બહુ નાજુક કામ છે, એટલે વિવેક જાળવી લખી શકાય એટલુંજ હું લખું છું. મ્હને જે ટુંકો પરિચય એમના વડીલો સાથે થયલો તે પરથી મ્હને એવું લાગેલું કે પિતા તથા માતા બહુ એક માર્ગી હતા. કામ સાથે કામ. ભળતી વાતચિત ઓછી. મ્હલાયજો ભારી. કુટુંબમાં આજ્ઞાધારકત્વનું તત્વ પણ ખરૂં. બેઉ ધર્મિષ્ઠ હોઈ ભક્તિ ભાવમાં પૂર્ણ હતા. એમના ઘરમાં અસલી સાદી રહેણીનું ચિત્ર દેખાતું. પુત્રમાં મ.બાપના ગુણો કાંઈક અંશે તો ઉતરેજ. ચુનીલાલ ભાઈની પૂર્વ વયમાં એવું કાંઈ જણાતું પણ ખરૂં. પણ જેમ જેમ તેઓ જગતના વધુ સમાગમમાં આવતા ગયલા તેમ તેમ તેમાં થોડો થોડો ફેરફાર થયલો કેટલીક સંસ્કૃતિઓ તો આમરણ રહેલી. ચુનીલાલભાઈ કુટુંબી જનોમાં બીનજરૂરીયાત બહુ ભાગ લેતા નહિ. ઘરમાં એમના તરફ કાંઇ અવર્ણનીય છોજ દેખાતો. એમના એક વડીલ બેન આવે ત્યારે મોકળા મને આનંદથી વાતચિત કરે. દુનિયા સંસારની ખટપટો તરફ દુર્લક્ષ બતાવતા છતાં ઉદાસીન રહી બારીક બાબતો પણ તેમની નજર બહાર નહોતા રાખતા. પોતાના ખાસ મિત્રોની સોબતમાં તેમનો આનંદ વખતો વખત સ્ફુરી ઉઠતો. તેમના પ્રથમ પત્નિ બહુ સાદા, ભોળા અને હેતાળ હતા. તેમને તેઓ ખુબ બનાવે અને ખીલવે. તેમના સદ્દભાગ્યથી દ્વિતીય પત્નિ પણ સુશીલ નીવડયા. પરંતુ બાહેરિક જંજાળો વધી ગયલી હોવાથી તેમજ સાંસારિક ઉપાધીઓને લઈને

ઘરમાં આનંદના પ્રસંગો જોઈએ તેટલા નહોતા. છતાં જ્યારે જ્યારે પણ ઉપાધીઓમાંથી કામચલાઉ મુક્તિ મેળવી હવાફેર કરવા જતા ત્યારે કુટુંબમાં તેઓ અત્યંત આનંદ પ્રસારી મૂકતા. જેઓ ચુનીલાલભાઈના ઘાડા પરિચયમાં ન આવ્યા હોય તેઓ માનતા પણ અચકાય કે તેઓ અનેરો હાસ્યરસ પ્રસરાવી શકે. વિશ્રાંતિ સ્થાનમાં તેઓ સૌને હસાવે, રમાડે અને દરેક પ્રકારનો આનંદ આપે. એમના પૂજ્ય વડીલો અને કાકાકાકી વચ્ચે લટકતો સંબંધ હતો. પ્રથમ પિતાશ્રીનું અવસાન થયલું અને ત્યાર પછી જ્યારે એમના કાકા માંદગીથી લાંબો વખત પથારીવશ રહ્યા ત્યારે ચુનીલાલભાઈએ તે સંબંધમાં પહેલાં કરતાં વધારો કરી કાકાની બની તેટલી શુશ્રુષા કરેલી અને તેમના અવસાન પછી પોતાના પુજ્ય કાકી તરફ ફરજ બજાવતા રહેતા. પોતાની એક ભાણેજના ગંભીર અને લાંબા કાળના મંદવાડ પ્રસંગે તેમણે ઉજાગરા સેવેલા અને તે પણ પોતાના ચાલુ બોજાની સાથેજ. આને પરીણામે તેઓ પોતેજ ગંભીર મંદવાડમાં સપડાઈ ગયલા. મ્હેં ઘણી વેળા જોયું છે કે એમને કાંઈ બાબતમાં પોતાનું કર્તવ્ય લાગ્યું કે તેઓ પોતાની જાતનો કે કશાનો પણ વિચાર ન કરતાં તેમાં મંડ્યા રહે. એક મસીઆઈ ભાઈના પુત્રને બચપણમાંથી ઉછેરવાની તથા તેની મીલકત સંભાળવાની જોખમદારી તેમને સ્વીકારવી પડેલી. દરેક બાબતમાં બધાજ સંજોગો કાંઈ અનુકુળ હોતા નથી એટલે આ ફરજ બજાવવામાં તેમને અનેક મુશીબતો અને મહેનત વેઠવી પડેલી. પાસેના સગા વ્હાલાઓ તરફથી પણ વખતો વખત તેમની સલાહ અને મદદની માંગણી થતી જે તેઓ અનેક મુશીબતો વેઠીને પણ ખરા દીલથી આપતા. વખતે જશને બદલે જુતીયાં

પણુ મળતાં. ચુનીલાલભાઇનું દીલ એટલું ઉદાર રહેતું કે અયોગ્ય નિંદા તેઓ સહજ ગળી જતા. જેકીસનભાઈ અઠ્ઠાવાળાના પૂજ્ય વિધવાનો હક તેમના પર બેવડો હતો. એક તો નજીકના સગા અને વળી પરમ મિત્રના પત્નિ એટલે એમની દેખરેખ તથા વ્યવસ્થા તેમને શીર હતાં. આ કર્તવ્યમાં હોરમસજીભાઈની તેમને પૂરી મદદ હતી. જે શૂરવીરે એક ઉગતી કેળવણીની સંસ્થાનો બધો ભાર ઉપાડયો હતો અને સાથે સાથે સગા સ્નેહીઓના કાંઈ કાંઈ ભાર સ્વીકાર્યા હતા તેમનાથી સ્ત્રી છોકરાંઓ તરફ ન્યૂનતા રહે એ સ્વાભાવિક છે. જો તેમની ઉપાધીઓ ઓછી હોત તો પોતાના બચ્ચાંઓ તરફ તેઓ વધુ લક્ષ આપતે. તેઓ પોતે ખાનગી શિક્ષક રાખ-વાની વિરૂધ્ધ હતા. છતાં સમયને અભાવે પોતાનું કર્તવ્ય ખાનગી શિક્ષકને સોંપવું પડેલું. છેક પાછલા કાળમાં વડીલ પુત્રના શિક્ષણુ તરફ વધુ લક્ષ જાતે રાખવા માંડેલું. બાળકોની માંદગીના ઉપચાર કરવાનું ડાકટરને તથા ઘરના માણસોનેજ સોંપવું પડતું. અગર જો તેમને બહુ દેખરેખ રાખવાનું બની શકતું નહિ છતાં એમ પણુ નહોતું કે બચ્ચાંઓના વર્તન પર તેમનું કાંઈ લક્ષ નહોતું. એ બાબતમાં તેઓ બારીક તપાસ રાખતા અને ધાક તથા કટાક્ષનો પ્રયોગ કાંઇ વધુ કરતા. તેમના બે પુત્રો તેમનું ગૌરવ કેટલું વધારશે એ કહેવું આજે જરા ઉતાવળીયું ગણાય. પરંતુ તેમની ઉગતી યશસ્વી કારકીર્દી ભાવિ આશાઓની આગાહી આપે છે. વડીલ પુત્ર મી૰ ચંદ્રવદનલાલે બી૰ એ૰ (ઑનર્સ)ની ડીગ્રી સંપાદન કરી છે.



# મિત્ર વર્ગ સંબંધી કાંઇક વધુ.



એમનો મિત્ર વર્ગ બ્હોળા વિસ્તારનો હતો એમ કહી શકાય. કારણ કે ન્હાના મોટા સૌ એમના સમાગમમાં આવતા તે એમના મિત્રવત્ બની જતા. મ્હારી જાણ મુજબ એમના ખાસ મિત્રો તો મી૦ જમીયેતરામ પેમાસ્તર, બ્રીજમોહનદાસ, જેકીશનદાસ અઠ્ઠાવાળા, મગનલાલ મથુરાદાસ તથા હોરમસજી પ્રેસવાળા હતા. અઠ્ઠાવાળા તથા હોરમસજી સંબંધી વધુ લખવા સરખું રહયું નથી. મગનલાલનું જીવન અનેક રંગી હતું. તે સાથે આ સ્મરણોને લેવા દેવા નથી. માત્ર એ જીવન સાથે ચુનીભાઈની મૈત્રી કેટલે દરજજે સફળતા પામી તેજ હું નોંધીશ. ધી સુરત ઇંગ્લીશ સ્કુલના આદ્ય ભાગીદારો પૈકી મગનભાઈ એક હતા. પરંતુ સ્કુલની આર્થિક વિટંબણા તેમનાથી લાંબા કાળ સુધી જીરવી શકાઈ નહિ. છતાં મિત્ર સાથે કેટલાંક વર્ષો સુધી સ્કુલના કાર્યોમાં તેઓ જોડાઈ રહેલા. બેઉની પ્રકૃતિમાં વિરોધીપણું ઘણું છતાં મૈત્રીનું જોર બળવાન રહેલું. તે એટલે સુધી કે મગનલાલ ગોધરા મ્યુનીસીપાલીટીમાં સેક્રેટરી હતા ત્યારે પણ બે મિત્રો ચુનીલાલભાઈ તથા બ્રીજમોહનભાઈ સહકુટુંબ મગનભાઈની મહેમાનગીરીનો લાભ લેવા ગયલા. હું પણ સાથે ગયલો. તે પ્રસંગે મ્હેં જે દ્રશ્યો જોયાં તે પરથી મને સાનંદાશ્ચર્ય થયલું કે પ્રકૃતિભેદ સ્નેહમાં ન્યૂનતા કરાવી શકતા નથી. આ મૈત્રીની સાથે હોરમસજી પણ સંકળાયલા. પાછળથી હોરમસજીભાઈ તથા ચુનીલાલભાઈની મદદથી સુરત મ્યુનીસીપાલીટીમાં હેડકલાર્ક થવા મગનલાલભાઈ ભાગ્યશાળી થયલા. ત્યારપછી કેટલાક વિકટ સંજોગોમાં એ સૌએ મળી એમને કીમતી મદદ કરેલી. બાબત

જતાં સ્વભાવની વિરૂદ્ધતા વધુ જણાવા લાગેલી અને બેઉ મિત્રોના મળવાના પ્રસંગો દોહ્યલા થઈ પડેલા. પરંતુ મગનભાઈના અવસાન સુધી ચુનીલાલભાઈનો અંતરનો નાદ તેમને માટે દાઝતો એવું હમારા બેની વાતચિત પરથી મ્હને સ્પષ્ટ જણાયું હતું. બ્રીજમોહનભાઈ સાથેનો સંબંધ વધુ ઘાડો હતો. એ મૈત્રી બેઉને પરસ્પર હૃદય ઉઘાડવાનું સ્થાન હતું. જ્યારે બ્રીજમોહનભાઈ સુરત હોય ત્યારે બેઉ મિત્રો કવચિતજ મળ્યા વિના રહે. એનો પુરાવો ચુનીલાલભાઈને મુખેથીજ એક દિવસ મળ્યો. એક તો હું ઘરરખુ અને બીજું એવું કે એમનો અમુલ્ય વખત મ્હારા જેવા આગંતુએ જેમ બને તેમ ઓછો લેવો એમ ગણીને હું એમની પાસે લાંબે ગાળે જતો. એમણે જરા ગળગળીને કહેલું કે બ્રીજમોહન ગયા પછી મ્હારૂં હૃદય ખોલીને વાત કરવાને મ્હને કોઈ નથી. માટે તું થોડે થોડે દિવસે આવતો રહે તો સારૂં. હું એમની સાથે સમાનતામાં આવવાની કોઈ પણ પ્રકારની યોગ્યતા ધરાવતો નહોતો. માત્ર એમની મ્હારા પરની મમતા એજ લાયકાત. ખરેખર એમણે મ્હારા સ્વ૦ ભાઈ પરનો પ્રેમ મ્હારા પર ઢોળ્યો. માત્ર હું તેને ઝીલી શકવા અસમર્થ હતો. બ્રીજમોહનભાઈની નસેનસમાં મૃદુતા અને મમતા હતી એટલે ચુનીલાલ ભાઈનો પક્ષપાત એમના તરફ અને તેનેજ લીધે પછી મ્હારા તરફ ઢળાય એ બનવાજોગ હતું. દુઃખોના દાઝયા બ્રીજમોહનભાઈએ પણ પોતાના વ્હાલા મિત્રને બે પ્રસંગે અન્યાય કર્યો હતો. એક પ્રસંગ પોતાના દ્વિતીય સંબંધને લગતો અને બીજો પણ સાંસારિક વિષયનો. બ્રીજમોહનભાઈ બહુ ગુસ્સે થયલા. મ્હારા આગળ બહુ બબડેલા અને ચુનીલાલભાઈ સાથેનો સંબંધ પણ કમી કરવાની લાગણી થયલી. પરંતુ ચુનીલાલભાઈએ તો શાંતિથી બધું મ્હને સમજાવ્યું અને સંબંધમાં કશી ન્યુનતા થયલી નહિ. જ્યારે બ્રીજમોહનભાઈ કોલેરાથી સપડાઈ સુરત આવ્યા ત્યારે આવતાંને વાર મ્હને અને ચુનીલાલભાઈને તેડાવેલા. ચુનીલાલભાઈ

ભાઈને તેડાવેલા. ચુનીલાલભાઈ આખી રાત એમની પાસે માવજતમાં રહેલા અને બીજે દિવસે સ્કુલ સંભાળવા જેટલોજ સમય ગેરહાજર હતા. જેટલો સમય તે નહોતા તેટલો સમય હોરમસજીભાઈએ તેમની જગ્યા લીધેલી. બપોરે જ્યારે ચુનીલાલભાઈની સૂચના મુજબ તેમની મીલકત સંબંધી વાત મ્હેં મ્હારા બંધુને કરવા માંડી ત્યારે મ્હને એટલોજ ઉત્તર મળેલો કે ચુનીભાઈ આવશે ત્યારે કરીશું. પોતાના સગા ભાઈ કરતાં પણ વધુ વિશ્વાસ પોતાના મિત્ર પર હતો. ચુનીલાલભાઈ આવ્યા ત્યારે દૈવયોગે મંદવાડ ઘણો વધી ગયલો હતો અને કાંઈ ગોઠવણ કરવાના ચુનીલાલભાઈના તથા હોરમસજીના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા અને પરિણામે ચુનીલાલભાઈને કોર્ટના ઝઘડાની તકલીફમાં ઉતરવું પડેલું અને તે પણ મ્હારી તકલીફ બચાવવાને અને પોતાના મિત્રની વિધવા તથા પુત્રીઓના હિતને માટે. એમની ઉત્તરક્રીયા પ્રસંગે પણ એજ ભાઈનો આશ્રય મ્હને મળેલો. મ્હારી ભત્રીજીના લગ્ન પ્રસંગે પણ એજ ભાઈએ દરેક રીતે મદદ કરેલી અને મિત્ર તરફની છેલ્લી ફરજ બજાવતાં એક નજીકના સગા સાથે આથડી પડતા તેમજ નમી પડતા પણ અચકાયા નહોતા. ખરી મૈત્રીનો કેવો ઉજ્વળ ભાવ ! એમના માનીતા શિષ્યો પૈકી મી૦ બ્રીજરત્ન-લાલ અક્કડ તથા મી૦ ધીરજલાલ કૉમોડોર પર એમનો વિશેષ પ્રેમ હતો. મી૦ ધિરજલાલ સાથે તો એમને મૈત્રીજ થઈ પડી હતી. તેઓ વારંવાર ઇચ્છે કે મી૦ ધિરજલાલ અને હું એમની સાથે સ્હાંજે પુલ પર ફરવા જઈયે. એમને સોબતનો કાંઈ ટોટો નહોતો. પણ હમારા બેઉની તબીએત માંદલી હોવાથી હમારા હિતને માટેજ તેઓ આગ્રહ કરતા. મીડલ સ્કુલ એરીથમેટીકના સંબંધમાં આવેલા તેમના ભાગીયા મગનલાલ લાકડાવાળા સાથે પણ તેઓ ઘાડા સંબંધમાં આવી ગયા હતા. એટલે ઘણી વેળા તેઓ તથા મ્હારા જેવા તેમનો અમુલ્ય કાળ ગપાટા સપાટામાં

લઈ લેતા. પરંતુ ચુનીલાલભાઈને તે પણ ગમતું. મી૦ ચુનીલાલ ગાંધી સાર્વજનિક સંસ્થાને લીધે તેમના ઘણા નિકટના સંબંધમાં આવેલા એટલે એ મહાશયને એમના ઉચ્ચ ગુણોને લીધે એમના પ્રતિ ઘણુંજ માન થયલું. મી૦ બી. જે. અક્કડે લખેલા સ્વ૦ શાહના જીવન ચરિત્રમાં મી૦ ગાંધીએ જે અગ્ર લેખ લખ્યો છે તેમાં તેમણે સદ્‌ગતની ગુણગણના યોગ્ય રીતે કરી છે. મી૦ ગાંધીનો ખવાસ કેવો ઉમદા છે તેનો ખ્યાલ આ સંબંધથી સ્હેજ આવી શકે એમ છે. બ્રીજમોહનભાઈની મીલકતના કજીયાનું બધુંજ કામ જાણે પોતાના કુટુંબનુંજ હોય એમ મી૦ ગાંધીએ કરેલું તે ખાસ કરીને ચુનીલાલભાઈ તરફના સ્નેહને લીધે. ચુની-લાલભાઈના દુઃખદ સ્વર્ગવાસ પછી તેમના કુટુંબીજનોને માટે તેઓ ઘણી કાળજી રાખી રહ્યા છે એટલા પરથીજ જણાશે કે એઉંનો સ્નેહ કેવો સ્વર્ગીય હશે ! જ્ઞાતિના તેમજ અન્ય જનો ઘણા એવા છે કે જેમને ચુનીલાલભાઈ તરફ ઘણુંજ માન હતું અને કેટલાકનો સ્નેહ મૈત્રીના રૂપમાં પણ ફેરવાઈ ગયલો.



# પ્રકીર્ણ.



એમનો સ્વભાવ—આપવામાં આવેલાં કેટલાંક સ્મરણો પરથી એમના સ્વભાવનો ખ્યાલ આવે એમ છે. છતાં એ સંબંધી સ્પષ્ટ નિરીક્ષણ કર્યાથી વધુ પ્રકાશ પડે એમ ધારી તેની જૂદી નોંધ લેવા યોગ્ય ધાર્યું છે. સાદાઈ અને નમ્રતા એમની ખાસ વિશિષ્ટતા હતી. રહેણીકરણીમાં સાદા, બોલવે ચાલવે પણ સાદા. યુવાવસ્થાથી અંત સુધીનો એમનો પહેરવેશ પહેરણ, કોટ, પાઘડી ધોતીયું અને ખેશ. ઉત્તરવયમાં પ્રસંગોપાત મોજાંનો વધારો. આમાં તેમણે કદી ફેરફાર કરેલો નહિ. સાદી વાત સાદી ભાષામાંજ કથે. ઘરમાં કે બહાર એમની રહેણી સદા સાદાઈવાળી હતી. આડંબર કે ભભકા તરફ તેમને મુંગો તિરસ્કાર હતો. ન્યાતના શ્રીમાન અને વિદ્વાન શેઠીયાઓનો પ્રેમ તેમના પર ખૂબ ઢોળાય, તેમની કૃપાની પિછાણ અને સ્તુતિ તેઓ કરતા પરંતુ બનતું ત્યાં સુધી તેમનો સહવાસ ઓછો રાખતા. પોતાના સમાન મિત્રો તથા સ્નેહીઓમાંજ તેમને વિશેષ ગોઠતું. નમ્રતા એ તો તેમનો માનીતો મુદ્રાલેખ. શિક્ષણનો એક હેતુ નમ્રતા આણવાનો અને તે હેતુની નિષ્ફળતા કવચિત જોતા ત્યારે તેઓ નિરાશ પણ થતા. જે પણ પ્રવૃત્તિમાં તેઓ પડતા તેમાં એક સામાન્ય જન તરીકેજ રહેતા. તેમને પોતાને વિષે બીજો ખ્યાલજ નહોતો. સમાજમાં પ્રતિષ્ઠા મેળવવી, મોટામાં ખપવું એ તો એમના સ્વભાવ વિરૂદ્ધજ હતું. એક પ્રસંગની નોંધ કરૂં. મુંબઈના ગવર્નર લૉર્ડ વીલીંગડને જ્યારે સુરતની મુલાકાત લીધેલી ત્યારે તેઓ સાર્વજનિક સ્કુલના એક મકાનનો પાયો નાંખવાની ક્રીયા કરવાના હતા એટલે સ્વાભાવિક રીતે સંસ્થાના મુખ્ય સંચાલકો તેમને આવકાર આપવા સ્ટેશન પર ગયલા. ચુનીલાલભાઈના સ્વભાવ પ્રમાણે તેઓ તો પ્રમુખ ઉપપ્રમુખ વગેરે મોટા ગ્રહસ્થોની પાછળજ રહેલા. લૉર્ડ વિલિંગડને જ્યારે

પૂછ્યું કે મી૦ શાહ ક્યાં છે ત્યારેજ તેઓ આગળ આવ્યા અને ગવર્નરની મુલાકાત લીધી. બીજાં સ્મરણો પણ સ્ફુરી આવે છે. માનપાનની એમને ઇચ્છાયે નહોતી. અને તેનો ખ્યાલ પણ નહોતો. જ્યારે એમને કયસરે હિંદનો બીજા વર્ગનો ચાંદ સરકારે આપ્યાનું જાહેર થયું ત્યારે તેઓ મુંબાઈ હતા. સ્નેહીઓએ ટેલીફોનથી તેમને ખબર કરી. પોતાને સરકાર ટાઈટલ આપે એમ તેમને માનવા જોગ ન લાગ્યું અને જણાવ્યું કે પેપરમાં ભૂલ થઈ હશે. આગલી રાત્રે સરકારનો તાર સુરત એમને ઘેર આવેલો તેની એમને ખબર નહોતી. એ સંબંધી વાતચિતમાં તેમણે મ્હોડે કહેલું કે નામ સાથે લગાડાય એવો રાવસાહેબ કે રાવબહાદુરનો ખિતાબ હતે તો તે સ્વીકારવાની હું ના પાડતે. પુણાની ગવર્નરની ગાર્ડન પાર્ટી પ્રસંગે સનદ એનાયત કરવાનું આમંત્રણ તેમને મળેલું. મ્હેં તેમને તે લેવા જવાનો ઘણો આગ્રહ કરેલો, એમ જણાવીને કે ગાર્ડન પાર્ટીનો પ્રસંગ છે એટલે કેટલાક હાકેમો તથા અન્ય હિંદીઓના સમાગમમાં આવ્યાથી કાંઇને કાંઈ પણ લાભ સોસાયટીને થશે. તેમણે તો ચોકખું જણાવ્યું કે તેથી કશો ખાસ લાભ નથી અને મ્હારૂં કામ રઝળાવીને હું ત્યાં જવાનો નથી. તેઓ નજ ગયા. એજ પ્રસંગની ખુશાલીમાં તેમની મુંબાઈની તથા સુરતની જ્ઞાતિ તરફથી તેમને માનપત્ર આપવાની તજવીજ થયલી. કોઇ પણ માનપત્ર સ્વીકારવાની તેમણે ઘસીને ના પાડી. મુંબાઈ તરફથી શેઠ ત્રીભોવનદાસ માળવીએ આગ્રહપૂર્વક કેટલાક કાગળો પણ લખ્યા. પરંતુ તેમણે નિશ્ચય ફેરવેલો નહિ. એ સંબંધમાં માળવી શેઠનો એક મોટો પત્ર અને પોતે તેનો લખવા ધારેલો ઉત્તર મને બતાવેલા અને ઉત્તરમાં કાંઈ ફેરફાર કરવા જેવું જણાય તો તે સૂચવવા કહેલું. એમના શુદ્ધ અને સાદા અને તેની સાથે મુદ્દેસુદ લખાણમાં મ્હારા જેવો શું સુધારાની સૂચના કરી શકે ? આ પ્રસંગ એજ બતાવે છે કે તેમને પોતાની બુદ્ધિ તથા વિદ્વત્તાનું અભિમાન નહોતું. પોતાના જ્ઞાતિ-

લાઓનો ઉભરાઈ જતો પ્રેમ અને માળવી શેઠે પોતાના પત્રમાં દર્શાવેલાં કારણોને લઈને મ્હેં આગ્રહ કરતાં જણાવેલું કે માન-પત્રને માટે બધી ગોઠવણ થઈ ગઈ છે એટલે ન્યાતિ બંધુઓને નિરાશ ન કરવા જોઈયે અને માનપત્ર ઘરમાં રહેશે તો તે જોઈ બચુભાઈ (મી૦ ચંદ્રવદન)ને પણ થશે કે જાહેર સેવાની આવી કદર થાય છે એટલે તેઓ પણ તમારે પગલે ચાલવા પ્રેરાશે. તેમણે જરા તપીને કહ્યું કે મ્હારા છોકરાઓને મ્હારે એવો ખ્યાલ નથી આપવો કે સેવાના બદલામાં માનપાન લેવું. મ્હેં વડીલ માનેલા બંધુના આવા જવાબથી મારે માટે તો નીરૂત્તર રહેવાનુંજ હતું. મેળાવડાઓમાં જ્યારે તેઓ ભાગ લેતા ત્યાં જ્યારે પણ તેમને પ્રમુખપદને માટે વિનંતિ થતી ત્યારે તેઓ ના પાડતા. એકાદ બે અપવાદ હશે. વ્યાજોકિત, ઢોંગ અને અસત્ય તરફ તેમને ઘણો તિરસ્કાર રહેતો છતાં અજ્ઞાન અને અભણ જનોના સંબંધમાં તેઓ તે એમ ગણીને ચલાવી લેતા કે તેમની પાસેથી સારી આશા શી રીતે રાખી શકાય ? પરંતુ શિક્ષિત જનોનું અયોગ્ય વર્તન તે ચલાવી લેતા નહિ. ઘણું ખરૂં તો તેઓ માર્મિક કટાક્ષ બાણો છોડતા. જેમ કોઈને તેમનો પરિચય વધુ તેમ તેને એમના કટાક્ષોના પ્રસંગ પણ વધુ હતા. કવચિત ખુલ્લો ક્રોધ પણ દર્શાવે. મુળે તો એમનો સ્વભાવ ચ્હીડીયો અને તેમાં પાછળથી વિરોધી સંજોગો આવી મળ્યા ત્યારે તેઓ સ્હેજ સ્હેજમાં તપી જતા. એમની શરીર પ્રકૃતી સારી નહોતી રહેતી તેથી પણ સ્વભાવ પર અસર થઈ હોય. ગમે તેવા વિકટ સંજોગોમાં પણ ધાર્યા કામમાં ખંતથી મંડયા રહેવું એની સ્પષ્ટ પ્રતીતિ ધી ઈંગ્લીશ સ્કુલને સાર્વજનીક સ્કુલને તબકકે આણ્યાથી થાય છે. દિને દિને કરવા ધારેલાં કામોની ટીપ તેઓ રોજ સ્હવારે કરતા અને તે ટીપ પ્રમાણે તે દિવસે કામ પુરૂં કરે ત્યારેજ તેઓ જંપતા. ગમે તેટલો કામનો બોજો હોય પણ સ્હાંજે હોપ પુલ પર કલાક ફરી ખુલ્લી હવાનો લાભ લેતા. માંદલો સુધી

ચાલવાનો તેમને કંટાળો નહોતો. પોતાના ખાનગી લાભની ખાતર પારકાની સવડ મેળવવી એ તેમને પસંદ નહોતું. અગર જો તેમનામાં મિથ્યા અભિમાન નહોતું તો પણ માન ભંગ તેમને અસહ્ય લાગતો. ન્યાતી ભાંજગડોના સંબંધમાં એક માન ભંગનો પ્રસંગ ઉત્પન્ન થયલો. એ માન ભંગ તેમનું એકલાનું નહિ પણ એમના આખા સાથનું હતું. તે પ્રસંગે બીજા બધા વિચારો બાજુએ મુકીને થતા માન ભંગ સામે તેઓ તપી ઉઠેલા અને સ્વમાન જાળવવા પોતાની શક્તિ બહારનો ભોગ પણ આપવા તૈયાર થયલા. સુભાગ્યે થોડાજ દિવસમાં તેમના મનનું સમાધાન થયલું. શિક્ષક તરીકે તેઓ પાકા અનુભવી હતા છતાં કેળવણીકાર તરીકે તેઓ પોતાને માનતા નહોતા. માત્ર છેક છેવટના ભાગમાંજ તેમણે શિક્ષણ સંબંધી અભિપ્રાયો આપેલા. તેમને વાંચનનો શોખ પરંતુ સમયને અભાવે તે તેમનાથી ઝાઝું થઈ શકતું નહિ. તેમની ઇચ્છા એવી હતી કે વિશ્રાંતિના કાળમાં વાચનથી આનંદમાં વખત ગાળીશ. એ હેતુથી દર વર્ષે રૂપીયા ૨૫ ના પુસ્તકો ખરીદવાનું શરૂ કર્યું હતુ. પરંતુ તેમના અકાળ અવસાનથી ગૃહ લાઇબ્રેરી અધુરી રહી અને તેમની ઇચ્છા પણ અતૃપ્ત રહી.

સમાજ કાર્ય—સરસ્વતી મંદીર સિવાય બીજાં સામાજીક કાર્યમાં તેમણે ઝાઝું મન ધાર્યું નહોતું. પોતાની ન્યાતમાં સુધારા વધારા કરવાને તે ઉત્સુક રહેતા અને પ્રથમ વયમાં કાંઈ કરી પણ શકેલા. પરંતુ તેનો ઝુંડો ઉપાડવાને તેમને સમય નહોતો. તેમ વસ્તુસ્થિતિ પણ અનુકુળ નહોતી. છતાં ન્યાતિ ઉન્નતિના કાર્યમાં ન્યાતની હિતેચ્છુ સભાના તેઓ જમણા હાથ હતા. સભાનો વિશ્વાસ પણ તેમના પર પુરો હતો એટલે ન્યાતિ યુવકોને તેઓ ઘણી સહાય કરી શકેલા. ન્યાતની પ્રગતિનું કોઈપણ કાર્ય તેમની સલાહ અને મદદ વિના શરૂ થતું નહિ. ન્યાતિ ઉન્નતિના પ્રશ્નોની ચર્ચામાં શિક્ષિત વર્ગના બીજા ગૃહસ્થો આળસી જાય પણ

તેઓ તો હમેશાં હાજર રહે. અને કેટલીક વખતે તો હાજરીની ન્યુનતાને લીધે વિના કારણ તેમનો સમય બરબાદ થતો તો પણ તેઓ તે મનમાં લાવતા નહિ. ન્યાતના માઠાં પ્રસંગોમાં તેઓ પોતાની ફરજ પુરેપુરી બજાવતા. એમના એક પડોશીને અંતકાળે સહાય કરવાને ઠેઠ અમદાવાદ ગયા હતા અને અનેક મુશીબતો વેઠી કાર્ય ઉકેલી આપ્યું હતું. એમના બીજા પાડોશી શેઠ તલકચંદના વારસો તરફથી તેમની વાડી, બંગલો તથા દહેરાસરની દેખરેખ વ્યવસ્થા અને હિસાબ તેઓ પાડોશી તરીકેની એક ફરજ ગણી કરતા. તેમના મહોલ્લાના શ્રી લક્ષ્મીનારાયણના મંદીરની કાળજી પણ તેમણે વ્હોરી લીધી હતી. શહેરના સામાન્ય પ્રશ્નો તરફ તેમનું ખાસ લક્ષ નહોતું. એક વેળા મ્યુનીસીપલ સભ્ય તરીકેની પેટા ચુંટણીમાં શિક્ષિત વર્ગોના વાર્ડ તરફથી તેમણે ઉમેદવારી કરેલી. બીજા બે હરીફ મી૦ ત્રી. ગો. પોપાવાળા તથા મી૦ આંટીઆ હતા. મી૦ આંટીઆ રસાકસીમાં ટકી શકેલા નહિ અને ચુંટણીને દિવસે અધવચ ખસી ગયલા. ચુનીલાલભાઈ તે વખતે સુરતની પ્રજાને અજાણ્યા ન હતા. તેમ લોકપ્રિય પણ ન હતા. હોરમસજી શેઠ પ્રેસવાળાના પક્ષના ગણાતા. જો કે ખરી રીતે તેમ ન હતું એમના કરતાં મી૦ પોપાવાળાના સાધન અને લાગવગ વિશેષ હોવાથી તેમને હાર મળેલી. મી૦ પોપાવાળાની વધુ મતી નજીવી હતી. આ બનાવ પછી જ્યારે મ્યુનીસીપાલીટીમાં પક્ષા પક્ષીના ઝઘડા વધી પડયા હતા અને અંગત હુમલાઓ થતા હતા ત્યારે તેમણે જણાવેલું કે મ્હને હાર મળેલી તે સારાને જ સારૂ. નહિ તો મ્હારી સ્કુલને નુકશાન થતે. અને ત્યાર પછી ફરી એમણે ઉમેદવારી કરવાનો વિચાર સરખોયે કર્યો નહોતો. તેઓ રાષ્ટ્રીય શિક્ષણના હિમાયતી હતા પરંતુ ડાં૦ બીસાંટની સંસ્થા તરફથી તે વખતે મળતાં શિક્ષણને તેઓ ખરૂં રાષ્ટ્રિય શિક્ષણ નહોતા ગણતા. નવીનતાનો તેમને ઝાઝો મોહ ન હતો. તેમનો સ્વભાવ દરેક પગલું સંભાળથી ભરવાનો હતો. એટલે ચાલુ પ્રથામાં સુધારણા

કરવાપર તેમનું વિશેષ લક્ષ રહેતું. રાજકીય વિષયોનો તેઓ વિચાર નહોતા કરતા એમ નથી. ઘરમાં પ્રસંગોપાત્ત ચર્ચા પણ કરતા. છતાં એ વિષયનું તેઓ દૂરથી અવલોકન માત્ર કરતા. તેમની વાતચિત પરથી જણાતું કે તેમને ગોખલેને માટે અત્યંત માન હતું.

ધાર્મિકપણું—ચુસ્ત ભગવદીય માતપિતાના સંતાનમાં ધાર્મિકપણું ન હોય એમ ન સંભવે. એમનું અંતર ધર્મિષ્ઠ હતું. પરંતુ બાહેરિક લક્ષણોમાં ન્યૂનતા જણાતી. દેવદર્શને જતાં મ્હેં તેમને જોયલા નહિ. લોકપ્રચારને લીધે હોય કે આંતરિક ભાવનાથી હોય પણ મધ્યમ વય સુધી ગુરૂને પવિત્રા ધરાવવા જતા જોયલા. નિત્ય કર્મ તરીકે શ્રી કૃષ્ણ નામ સ્મરણની માળા અંતકાળ સુધી રોજ ફેરવતા. ધર્મ તત્વની ખાસ જિજ્ઞાસાનો અભાવ જણાતો. ધાર્મિક જીવન ગાળવું એજ એમનો ધર્મ હતો. બાહેરિક લક્ષણો તરફ ઉદાસીન રહેતા.

લેખક—અગરજો ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસમાંથી પ્રસિધ્ધ થતાં વર્તમાનપત્રો સાથે તેમને બહુ નિકટનો સંબંધ હતો અને તેને માટે વખતો વખત તેઓ શ્રમ પણ ઉઠાવતા છતાં વર્તમાન પત્રકાર તરીકે કે સાહિત્ય લેખક તરીકે તેઓ કશી પ્રવૃત્તિમાં પડેલા નહિ. ગણિતના વિષયમાં તેઓ ખાસ પ્રવીણ હોવાથી સને ૧૮૯૦માં પ્રીવીયસના શિક્ષણને માટે એક ઑલજીબ્રા તેમણે પ્રસિધ્ધ કરેલી પરંતુ તેમાં તેમને આર્થિક યશ મળેલો નહિ. ત્યાર પછી મગનલાલ લાકડાવાળાના સહકાર્યથી અને તેમનાજ નામથી મીડલ સ્કૂલ એરીથમેટીક બે ભાગમાં પ્રસિધ્ધ કરેલી અને તે શિક્ષકો અને શિષ્યોમાં ઘણી પ્રિય થઈ પડેલી છે. છેક ઉત્તર કાળમાં અંગ્રેજી ચોથા ધોરણથી સાતમા ધોરણ સુધીના દરેક ધોરણને માટે તેમણે છુટી છુટી એરીથમેટીક પ્રસિદ્ધ કરવા શરૂ કરેલું. ચોથાથી છઠા ધોરણ સુધીની એરીથમેટીક તેઓ

કહાડી શકેલા અને સાતમા ધોરણને માટેનું કાર્ય રઝળી ગયું. આ પુસ્તકોના સંબંધમાં તેમને અને લાકડાવાળાને એકજ બાબતનો મતભેદ ઉડતો. ચુનીલાલભાઈનો આગ્રહ કાગળ તથા મુદ્રણ સુરેખ હોવાનો થતો. લાકડાવાળા કસરના હિમાયતી હતા. પણ છેવટે ચુનીલાલભાઈ તેમને સમજાવી લેતા. આ કાર્યથી તેમને આર્થિક લાભ સારો મળતો અને તેથીજ તેમની અને તેમના કુટુંબી જનોની સાદી જરૂરીયાતો નભતી. તપાસવાના સંબંધમાં એક પ્રસંગ એવો આવેલો કે જવાબવાળા પાનાના પ્રુફ એકજ રાતમાં તપાસી નાંખવાના હતા. તેમની પ્રધ્ધતિ એવી હતી કે જવાબવાળા પાનાના પ્રુફો હિસાબો ગણીનેજ તપાસવા. આ કામ એક રાતમાં થવું મુશ્કેલ હતું. મી૦ ધીરજલાલ કૉમોડોરે તથા મ્હેં એમને મદદ કરવાની વિનંતિ કરી. એ તો એમનું ખાનગી કામ એટલે એમણે માન્યું નહિ. છતાં ઘણા આગ્રહ પછી મી૦ કૉમોડોરનીજ મદદ લીધેલી. એમની અંગ્રેજી એરીથમેટીક–ઘણું કરીને છઠા ધોરણની–ના સંબંધમાં સરકારી બુક કમીટીના એક ગ્રહસ્થે કેટલીક ભૂલો બતાવી. એટલે મંજુરી ન મળી. આને પરિણામે પ્રતની બધી નકલો રદ પડી. એ નિરાશ તો થયા. પણ ઉદારતાથી તેમણે કબુલ કર્યું કે બતાવેલી ભુલો પૈકીં કેટલીક ગંભીર છે અને તે ગ્રહસ્થે બારીકાઈથી પરીક્ષણ કર્યું તેથી તેમની પ્રશંસા પણ કરી. કેવું ઉદારચિત્ત !

---

# ઉપસંહાર.



સ્વ૦ શાહના જીવનનું નિરૂપણ સ્ફુટ પ્રસંગોને આધારે કર્યું છે તેપરથી જણાશે કે જ્યારે તેમણે જીવન સંગ્રામમાં પ્રવેશ કર્યો ત્યારે તેમનામાં કોઈ ખાસ મહાત્વાકાંક્ષા નહોતી. અને એ વૃત્તિ પાછળથી પણ સ્ફુરી નહોતી. ધર્મિષ્ઠ અને સરળ સ્વભાવના માતપિતા તરફથી નમુનેદાર રહેણી કરણીનો વારસો મેળવવા તેઓ ભાગ્યશાળી થયા હતા. માધ્યમિક કેળવણીમાં શિક્ષક તરીકે જીવન વ્યતીત કરનાર પિતા તરફથી તેમને ઉચ્ચ સંસ્કારો પ્રાપ્ત થયા હતા. અને એ સંસ્કારો સ્વ૦ અઠાવાળાના નિકટ સંબંધથી વિકાસ પામ્યા હતા. સસ્તું અને સારૂં શિક્ષણ આપવાનું સાહસ વ્હોરી લેવા જેવાં સાધન તેમની પાસે નહોતાં છતાં તેમના કરતાં વધુ સાધન સંપન્ન મિત્રો સાથે તેઓ જોડાયલા. દુર્દૈવે અઠાવાળાનું અકાળ અવસાન થયું અને બીજા મિત્રો વ્યાપાર દૃષ્ટિથી કે અન્ય કારણે ખસી ગયા. સ્વ૦ શાહને માટે આ સમય કટોકટીનો હતો. ટગુમગુ થતી સંસ્થાને વિટાળી દેવી કે ઉચ્ચ આશય પાર પાડવાને વગર સાધને એકલે હાથે ઝુઝવું. તેમણે એકલે હાથે મંડયા રહેવાનુંજ પસંદ કર્યું. તેમના મનોબળનો આ એક ઉજવળ પ્રસંગ. દૃઢતાથી કાર્ય ચાલુ રાખવામાં તેમને અનેક હાડમારીઓ વેઠવી પડેલી છતાં તે ડગ્યા નહોતા. પોતાના આદર્શોની ખાતર વધુ હાડમારીઓમાં પડતા અચકાયા નહોતા. એવા નિઃસ્વાર્થી નિર્મળ સમાજ સેવક તરફ સહૃદયી સુજ્ઞોનું લક્ષ ખેંચાયા વિના ન રહ્યું. તેમના ઘણા ખરા શિક્ષકોએ તેમને પ્રશંસાપાત્ર મદદ કરી. બહારની તથા અંદરની મદદથી સંસ્થા નવા જોમથી ખીલી ઉઠી. હવે સંસ્થા સ્વાર્વજનિક સ્વરૂપમાં આવ્યાથી સ્વ૦ શાહે સ્વયં એક સોસાયટીની સ્થાપના કરાવી.

અત્યંત કષ્ટથી ઉછેરેલી સંસ્થા તેને સોંપી દીધી. અને વિરલ સ્વાર્થત્યાગનું દૃષ્ટાંત જગત આગળ મુકયું. માલીક મટી સેવક થયા પછી પણ વેતન તરીકે જુજ રકમ લેતા. પોતાનું જીવન સંસ્થાનેજ અર્પણ કર્યું હોય તેમ રાત દિવસ તેના વિકાસમાંજ મંડયા રહેલા. આ તેમનો સ્વાર્થત્યાગ અને સેવા પ્રસિધ્ધ છે. અને તેને લીધેજ તેમની પ્રશંસા થાય છે. પરંતુ અપ્રસિધ્ધ સામાજિક સેવાઓના સ્મરણો તેમના જીવનની અભિલાષાઓ અનેક દિશામાં હતી એમ બતાવે છે. તેમના જીવનની ઉજવળતામાં વધારો કરે છે. તેમની રહેણી સાદી હોવા છતાં સૌજન્યયુકત હતી. તેમનું જ્ઞાન સંગીન હોવા છતાં તેમની નમ્રતા નૈસર્ગિક હતી. તેમનો સૌથી વધુ પ્રિય મુદ્રાલેખ "Learn and be humble" હતો. કુટુંબીજન તરીકે, મિત્ર તરીકે, સમાજના ઘટક તરીકે સહકાર્યકર્તા તરીકે, શિક્ષક તરીકે તેમનુ જીવન આદર્શપ્રાય હતું એમ કહેવામાં અતિશયોકિત ન ગણાય. તેમનામાં કેટલુંક એવું પણ હતું કે જે વ્યવહાર દૃષ્ટિથી ઘણાને ન ગમે. આજ્ઞા ભંગ તથા નિયમ ભંગ તેઓ ચલાવી લેતા નહિ. સ્વમાન ભંગ તેમને અસહ્ય હતો. તેમની સખ્તાઈ તથા જીદ કેટલાકને ખુંચતી. કેટલાકને મન તેમનો ધાક વસી ગયલો. ઉત્તર વયે સંજોગવશાત્ તેમનું મન ક્ષુબ્ધ પણ થતું. છતાં પણ મ્હારા દીર્ઘકાળના સહવાસથી હું કહી શકું છું કે તેમનું જીવન સામાન્ય રીતે સાદું અને ઉચ્ચ ભાવનાઓથી પ્રેરાયલું હતું. ફરજો તરફ ધાર્મિક દૃષ્ટિથી તેઓ વર્તતા.

---